જે બે ખુલાસાઓ ઉપર આધાર રાખે છે તેથી તેને રક્ષણ મળે છે કે કેમ? કદાચ બચાવ પક્ષ એમ કહે કે આરોપીએ શુદ્ધ નિષ્ઠાથી આ લખાણો કર્યાં હતાં તો શુધ્ધનિષ્ટાની વ્યાખ્યા પર મી કલમ પ્રમાણે નીચે મુજબ છે:—

"કોઇ પણ કાર્ય જે પુરતી કાળજી અને વિચાર વગર કર્યામાં આવે તે શુદ્ધ નિષ્ઠાથી કરવામાં આવેલું ગણી શકાય નહિ."

ગમે તેવી પ્રામાણિક છતાં સાદી માન્યતાને એમને એમ માની લઇને તેને શુદ્ધ નિષ્ઠા તરીકે ગણી શકાય નહિ. માન્યતા બુદ્ધિપુર્વક અને કારણસર હોવી જોઇએ. એતો ચોકખું છે કે જે આરોપો કરવામાં આવ્યા છે તેની સચ્ચાઇ પુરવાર કરવાનું અથવા તો તે આરોપો ખરા છે એવી માન્યતા ધરાવવાનું કારણ રજુ કરવાનું તથા આવા આરોપો કરવામાં આરોપીને કોઇ જાતનો દ્વેષ ન હતો અને એ આરોપો તેણે કેવળ જાહેર હિત ધ્યાનમાં લઇનેજ કર્યા હતા એ બધું સાબીત કરવાનું કામ આરોપીનું છે. આવા આરોપો કરનાર માણસ જ્યારે વધારામાં ખોટા અને વજુદ વગરના હુમલા કરે છે ત્યારે તે શુદ્ધ નિષ્ઠાથી વર્ત્યો છે એમ કહી સકાય નહિ. બચાવપક્ષે જે ચુકાદાઓ ઉપર આધાર રાખ્યો છે તેમાં આ સિદ્ધાં-તોનો પણ ખાસ વિચાર કરવો જોઇએ.

હવે બચાવ પક્ષની દલીલો સમજવા માટે જુબાનીમાં રજુ થએલી કેટલીક વિગતો અને આરોપીનું સ્ટેટમેંટ તપાસવાની જરૂર છે. એમ જણાય છે કે ૧૯૧૧ ની સાલમાં કે તે અરસામાં સ્વામી બ્લાકટાનંદ મુંબાઇમાં હતો. હવે આ બ્લાકટાનંદ કોણ હતો તે વિષે કાંઇ પુરાવો રજુ થયો નથી. ફક્ત બચાવ પક્ષના સાક્ષી વલ્લભદાસે એવી જુબાની આપી છે કે બ્લાકટાનંદ પહેલાં પાણી ભરનાર હતો અને તેણે વલ્લભદાસને કહ્યું હતું કે તે દેવકીનંદન

મહારાજની નોકરીમાં હતો. તે સ્વામી કેવી રીતે થયો, બીજાઓ તેને સ્વામી કહેતા કે તે પોતેજ સ્વામી બની બેઠો હતો એ બધી વીગત હજુ અંધારામાંજ રહી છે. વળી કોઈ પણ ગોસ્વામી મહારાજોના નિકટ સંબંધમાં તે આવ્યો હતો કે કેમ તે વાત પણ જુબાનીમાં પુરવાર થઇ નથી. જો કે કેટલાક સાક્ષીઓએ એમ જણાવ્યું છે કે એ માણસ ( બ્લાકટાનંદ ) તેમને કહેતો હતો કે તે મહારાજોના પરિચયમાં આવ્યો હતો. પણ જે મહારાજો વિષે તેણે લખ્યું છે અને તેમની સાપે તેણે અનીતિમય અને અધર્મી વર્તનનો આરોપ મુકયો છે તેમાંથી કોઇના પણ અંગત પરિચયમાં તે આવ્યો હતો એવો ચોકકસ પુરાવો રજુ થયો નથી. આવા માણસે ઘણા વરસો પહેલાં 'વલ્લભકુલ છલ દર્પણ' નામની ચોપડી હીંદીમાં પ્રગટ કરી હતી. મુંબાઇમાં આ પુસ્તકનો ગુજરાતી ભાષામાં તરજુમો કરાવવા પુરતોજ તેનો સંબંધ હતો અને તેના નામ સાથે આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર ૧૯૧૨ માં પ્રસિધ્ધ થયું. હિંદી પુસ્તકની કોપીઓ ધનજી લક્ષમીદાસ નામના બચાવના સાક્ષી પાસે વેચવા માટે રાખવામાં આવી હતી. મજકુર સખ્શ મેસર્સ–ડી લક્ષ્મી દાસના નામથી બુકસેલરનો ધંધો કરે છે અને તેનીજ જુબાની પ્રમાણે તેણે એ પુસ્તકની કોપીઓ ૧૯૧૧–૧૨ ની વચમાં વગર કીંમતે છૂટથી વહેંચી હતી. આ પુસ્તકમાં મહારાજો વિષે ઘણાજ બદનક્ષીભર્યા આક્ષેપો કરવામાં આવ્યા છે. ઘણા વૈષ્ણવો આને ખાસ કરીને ભાટીઆઓએ આ ચોપડીના વેચાણ સામે વાંધો લીધો કારણ કે તેમાં તેમના મહારાજો વિષે ઘણાજ નીચ આક્ષેપો કરવામાં આવ્યા. તેમની તથા મહારાજના બીજા શિષ્યોની લાગણી એટલી બધી ઉશ્કેરાઇ ગઇ હતી કે ૧૯૧૧ ના સપ્ટેમ્બર કે તે અરસામાં ઓનરેબલ સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરશી અને વૈષ્ણવ ધર્મના બીજા

કેટલાક અનુયાયીઓએ પોલીસ કમિશ્નર ઉપર એક અરજી કરી તેમાં એવું જણાવ્યું કે તે ચોપડી ઉપર અંકુશ મુકવો જોઇએ. તે અરજીમાં વધુમાં જણાવવામાં આવ્યું હતું કે ઉદેપુરનું શ્રીનાથજીનું મંદિર અને મુંબાઇના બીજાં મંદિરોને વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયીઓ પવિત્ર માનતા હતા અને એ મંદિરોની વ્યવસ્થા ગોસ્વામીઓ અથવા વૈષ્ણવધર્મના મહારાજો કરતા હતા. શ્રીનાથજીના મંદીરના મહારાજો બીજા વૈષ્ણવ મહારાજોના ઉપરી છે અને તે દરેકને ટીકાયત મહારાજ તરીકે ઓળખવામાં આવે છે. મજકુર ધનજી લક્ષ્મીદાસ 'વલ્લભ કુલ છળ દર્પણ," "વલ્લભકુલ ચરિત્ર દર્પણ" વલ્લભાચાર્યના વંશજો એટલે કે વૈષ્ણવ મહારાજોના દંભ બતાવનારૂં નાટક વિગેરે પુસ્તકો વેચે છે અને મેસર્સ–ડી લક્ષ્મીદાસ થોડા વખતમાં આ બધાં પુસ્તકોનો ગુજરાતીમાં તરજુમો કરાવવાનો વિચાર રાખે છે. અરજી કરનારાઓએ આ બધી વીગતો રજુ કરીને પોલીસકમીશનરને આ પુસ્તકોને ગુજરાતી કે બીજી ભાષામાં નહી છાપવા દેવાની અરજી કરી હતી.

આ વખતે ભાટીયા મિત્રમંડળ નામની એક સંસ્થા હયાતીમાં આવી હતી. તેના સભ્યો સુધારકો હતા અને તેમનો આશય વૈષ્ણવ સંપ્રદાયમાં ઘુસી ગયેલા કેટલાક વાંધાભર્યા રિવાજોને દૂર કરવાનો હતો. આ લોકોએ સામી ચળવળ કરી અને કમીશનરને એવી અરજી કરી કે તેણે પહેલી અરજી કરનારાઓની માગણી પ્રમાણે કોઇપણ જાતનાં પુસ્તકો પર અંકુશ મુકવો નહી પરંતુ તે લોકોને કોર્ટમાં તેમની ફરીઆદ રજુ કરવાની સલાહ આપવી. આ સામી અરજીમાં સહીઓ કરનારાઓની બચાવપક્ષના એક સાક્ષી લક્ષ્મીદાસ ખવજી પણ હતા. આ અરજી પર ભાટીઆ મિત્ર મંડળના ૨૦ થી ૩૦ સભ્યોએ સહી કરી હતી. પોલીસ કમીશનરે ડી–લક્ષ્મીદાસને

બોલાવ્યો અને આ પુસ્તકો વેચવાનું તે બંધ કરવા માંગે છે કેમ તે વિષે પુછ્યું હતું. તેણે તેમ કરવાની ના પાડી. જો કે એ વાત ત્યાં અટકી હતી. તે પછી બેમાંથી એકે પક્ષે કાંઇ કર્યું નહિ. ડી- લક્ષ્મીદાસે પોલીસ કમીશનરને એમ જણાવ્યું હતું કે એ પુસ્તકોમાં કોઇની પણ લાગણી દુભાય તેવું કાંઇ લખાણ હતું નહિ. બ્લાકટાનંદના હીંદી પુસ્તકનું ગુજરાતી ભાષાંતર ૧૯૧૨ માં થયું હતું. એ ભાષાંતર કોણે કર્યું તે શકમંદ છે. છતાં કોર્ટ સમક્ષ જે પુરાવો પડયો છે તે ઉપરથી જણાય છે કે તરજુમો કરનાર ગોરધનદાસ નેમાણી નામનો કોઇ માણસ હતો. વળી સાક્ષી વલ્લભદાસે નેમાણીના જીવન ચરિત્રમાંથી જે એક ફકરો રજુ કર્યો છે તે ઉપરથી જણાય છે કે "વલ્લભ કુલ છળકપટ દર્પણ" નામનું મુળ પુસ્તક પણ આજ ગોરધનદાસ નેમાણીની કૃતિ હતી. જો તેમ હોય તો પછી મહારાજોના અંગત પરિચયમાં આવેલા માણસે એ પુસ્તક લખ્યું છે એવી જે દલીલ રજુ કરવામાં આવી છે તે ઉપર વજન મુકી શકાય તેમ નથી. કારણ કે કોઇએ એમ જણાવ્યું નથી કે ગોરધનદાસને મહારાજોની જીંદગી વિષે માહીતી મેળવવાને અને તેમાંએ ખાસ કરીને દેવકીનંદન મહારાજના જીવન સંબંધી જાણવાને ખાસ સાધન હતું,

હવે હું આરોપીનું સ્ટેટમેંટ તપાસીશ. તે પોતાના પહેલા સ્ટેટમેંટમાં જણાવે છે કે "હું વૈષ્ણવ છું અને મહારાજના સાચા ભક્ત તરીકે ગોસ્વામી મહારાજોમાં જે અનીતિમય રિવાજો ઘુસી ગયા છે તેને હું ધિકકારૂં છું અને તેથી તેની સામે લેખો લખવાનું મેં શરૂ કર્યું છે." વળી આરોપીએ આ સ્ટેટમેંટમાં વધુમાં જણાવ્યું છે કે ગયા એપ્રીલમાં છપ્પન ભોગ વખતે કોર્ટે તેના પર મહારાજોના જીવન ચરિત્રને લગતાં ત્રણ પુસ્તકો મોકલી આપ્યાં હતાં

જેમાંથી તેણે ઉતારા કરવા માંડયા હતા. આરોપી જણાવે છે કે બ્લાકટાનંદે મૂળ ચોપડી ૧૮૯૭ માં લખી હતી. એ ઘણી શોધખોળ પછી તે જાણી શકયો છે. અને આ બ્લાકટાનંદને કેટલાક મહારાજો જોડે ઘણો અંગત પરિચય પડયો હતો. અહીં એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે આરોપી કયાંઇએ એમ જણાવવાની હીંમત કરતો નથી કે એ બ્લાકટાનંદને દેવકીનંદન મહારાજ જોડે પરિચય હતો અથવા તો તે તેને ઓળખતો હતો, આરોપી કહે છે કે જ્યારે આ પુસ્તક છપાયું ત્યારે મહારાજો હયાત હતા અને તેમણે બ્લાકટાનંદ સામે કોઇ પણ જાતનાં પગલાં લીધાં ન હોતાં. વધુમાં એમ પણ જણાવે છે કે એ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર થઇ ગયું હતું અને તે વેચવામાં પણ આવ્યું હતું. એટલે તેણે જે ભાષાંતર કર્યું છે તે મૂળ પુસ્તકને આધારે કાંઇ પણ સુધારો વધારો કર્યા વગરનું છે અને શુદ્ધ દાનતથી તેણે તે ભાષાંતર પોતાના પેપરમાં છાપ્યું છે પણ મેં જ્યારે આરોપીને પુછયું કે આ ભાષાંતર તારા પેપરમાં છાપતાં પહેલાં તેં ચોક્કસ તપાસ કરી હતી? ત્યારે તેણે હા પાડી હતી. શું તપાસ કરી હતી એમ પુછતાં તેણે મને નીચે પ્રમાણે જવાબ આપ્યો હતો:—

"મેં મારા પત્રમાં અગાઉથી એવી જાહેર ખબર પ્રગટ કરી હતી કે હું દેવકીનંદન મહારાજ વિષે આરટીકલો પ્રગટ કરવાનો છું. તે પછી એક કાકુ નામનો શખ્સ મને મળવા આવ્યો. મેં બ્લાકટાનંદના પુસ્તકો વિષે તેને પૂછયું પણ તેણે સંતોષકારક ખુલાસો નહિ આપ્યો. તે બે ત્રણ વાર મારે ઘેર આવ્યો હતો પણ બ્લાકટાનંદના મહારાજો વિષેનાં લખાણો ખરાં છે કે ખોટાં તે વિષેની કાંઇ પણ બાતમી તેણે મને આપી હતી નહિ. કાકુ કોણ હતો એમ આરોપીને પૂછતાં તેણે જણાવ્યું છે કે તે વાણીઓ હતો અને

દેવકીનંદન મહારાજ સાથે રહેતા હતા અને હાલમાં વલ્લભલાલજી સાથે રહે છે. આરોપીએ વધારેમાં એમ પણ જણાવ્યું છે કે તેને ઘણા માણસોએ કહ્યું હતું કે બ્લાકટાનંદની ચોપડી છપાઇ ત્યારે દેવકીનંદન મહારાજ હયાત હતા અને તે વખતે તેના સામે કાંઇ પગલાં લેવામાં નહિ આવ્યાથી તે લખાણો ખરાં હોવાં જોઇએ એમ મનાય નહિ. આરોપીએ પોતાના છેલ્લા સ્ટેટમેંટના સાથે પોતાના પત્રની ત્રણ નકલો સામેલ કરી છે. તેમાંના એકમાં તેણે તેના વિરોધીઓને તમનાથી થાય તે કરી લેવાનું ચેલેંજ આપ્યું છે અને તેને છપ્પન ભોગ અને મહારાજો વિષે લેખો લખવાના કામમાં કોઇ પણ બાધ કરી શકે તેમ નથી. પોતાના બચાવના ટેકા રૂપે આરોપીએ ચાર સાક્ષીઓની જુબાની લીધી. જેમાં એક લક્ષ્મીદાસ રવજી તેરસી પણ છે. આ સાક્ષી સુધારક મંડળના છે અને ખરી કે ખોટી રીતે માને છે કે ધર્મને નામે મહારાજો ઘણું વાંધા ભર્યું વર્તન ચલાવી રહ્યા છે. આરોપી આ તેરસીને ૧૯૨૫ ના ફેબ્રુઆરી કે માર્ચમાં મળ્યો હતો અને બ્લાકટાનંદ વિષે તેને કાંઇ ખબર હોય તો તેની અને તેનાં લખાણોની માહીતી આપવા જણાવ્યું હતું આ મુલાકાત ૨૦ મીનીટ સુધી ચાલી હતી અને મી૦ તેરસીએ આરોપીને એટલું કહ્યું કે તે બ્લાકટાનંદને મળ્યા હતા અને તેની સાથે મહારાજો વિષે વાતચીત કરી હતી. પણ અહીં એ જોવાનું છે કે બ્લાકટાનંદે દેવકીનંદન સામે જે આક્ષેપો કર્યા હતા તે ખરા છે કે ખોટા એવું સાક્ષીએ આરોપીને કહ્યું નથી. આરોપીના વિદ્વાન વકીલે આ વિષયમાં મી૦ તેરસીને એક પણ સવાલ પુછયો નથી. એટલુંજ નહિ પણ સાક્ષી લક્ષ્મીદાસ તેરસીએ ખુલ્લી રીતે કબુલ કર્યું છે કે બ્લાકટાનંદની ચોપડીમાં કોઇપણ લખાણ બદનક્ષી ભર્યું હતું કે કેમ તેની તેને ખબર ન હોતી અને અત્યારે પણ જણાવ્યું છે કે તેણે બ્લા-

ટાનંદનું પુસ્તક ૨૫ વર્ષ પહેલાં વાંચ્યું હતું અને તે માત્ર તેની
ાદદાસ્ત ઉપર આધાર રાખતા હતા.

આરોપીને મી૦ તેરસી સાથે બીજી મુલાકાત પણ નહિ હતી
ણ આ વખતે તેમને બ્લાકટાનંદનાં પુસ્તકો વિષે વાત ચીત થઇ
ા હોતી. માત્ર તેમને પોલીસ કમીશ્નર પર સાક્ષીએ જે સામી
અરજી કરી હતી તે વિષે વાતચીત થઇ હતી એટલે આ બધી
ાતચીત અને મુલાકાતનું પરિણામ એટલુંજ આવ્યું કે મી૦ તેરસી
મા વાતચીત પછી આરોપીને એટલું જણાવ્યું કે તારી પોતાની
જવાબદારી પર તારે જે પગલાં લેવાં હોય તે લે. છેવટે સાક્ષી તેર-
ીએ ખુલ્લી રીતે એમ પણ જણાવ્યું છે કે "પોલે જે લખાણ
ાગટ કર્યું છે તે ખરૂં છે કે ખોટું તેની સાથે મારે કશો સંબંધ
થી" એટલે મારા અભિપ્રાય પ્રમાણે મી૦ લક્ષ્મીદાસ તેરસીની
ાુબાની આરોપીના બચાવમાં જરાએ મદદ રૂપ નથી.

બીજો સાક્ષી ડી૦ લક્ષ્મીદાસ છે. આ સાક્ષીએ એમ જણાવ્યું
આરોપી તેની પાસે વારંવાર આવતો હતો અને બ્લાકટાનંદના
સ્તકો વિષે પુછતો હતો, સાક્ષીએ તેને એવું કહ્યું હતું કે બ્લાકટા
ંદની ચોપડીઓમાં જે લખાણ હતું તે અક્ષરે અક્ષર સાચુ હતું
યારે તેને મેં પુછ્યું કે તે તમે શા ઉપરથી કહો છો ત્યારે તેણે
વાબ આપ્યો હતો કે 'બ્લાકટાનંદે મને તે સાચું છે એમ કહ્યું
તું કે તેના પુસ્તકમાં જે આક્ષેપો કરવામાં આવ્યા છે તેનો તેની
ાસે પુરાવો છે. સાક્ષીને જ્યારે એમ પૂછવામાં આવ્યું કે બ્લાકટા-
દે તેને પોતાનાં લખાણોની આટલી બાતમી શામાટે આપી ત્યારે
ણે કહ્યું કે બ્લાકટાનંદે વાતમાંને વાતમાં તેને (સાક્ષીને) એ
ાતમી આપી હતી. સાક્ષીએ એટલું તો કબુલ કર્યું છે. બ્લાકટાનંદ

સાક્ષીને બીજી કાંઇ ખાતરી નહોતી. આ સાક્ષીએ પોતાની જુબા-નીમાં એમ જણાવ્યું છે કે બ્લાકટાનંદનાં પુસ્તકો મહારાજોને મોક-લવામાં આવ્યાં હતાં. પણ એ વિષયમાં તેની જુબાની ઘણી ચોકસ છે. તે પોતે એમ માનતો હતો કે બ્લાકટાનંદનાં પુસ્તકોમાં કાંઇ વાંધા ભર્યું નહોતું એટલે બનવાજોગ છે કે તેણે પોતાનોજ એ અ-ભિપ્રાય આરોપીને કહયો હોય ગમે તેમ પણ આ સાક્ષીને બ્લાકટા નંદનાં પુસ્તકોના લખાણોની સત્યતા વિષે ખાસ અંગત માહીતી નથી અને તે વાત તે કબુલ કરે છે. વળી આરોપીએ કોઇ પણ પ્રસંગે જણાવ્યું નથી કે તેનો વિચાર મહારાજોના જીવનચરિત્રો છાપવાનાં હતો. અત્રે તેણે જણાવ્યું હતું કે આ સાક્ષી કે જે કહેવાતા સુધારક મંડળનો સભ્ય છે અને જે મહારાજોનો કટ્ટો વિરોધી છે તેની જુબાનીની મારા મન પર જરાએ સારી છાપ પડી નથી. તે વાત પુરવાર થઇ છે અને જે બચાવપક્ષના બીજા સાક્ષીઓએ કબુલ કરી છે કે વૈષ્ણવો વલ્લભના અને મહારાજોના અનુયાયીઓ છે તે વાત પણ તે કબુલ રાખતો નથી.

બચાવપક્ષનો ત્રીજો અગત્યનો સાક્ષી વલ્લભદાસ રણછોડદાસ છે તેની મુખ્ય તપાસમાં આ સાક્ષીએ જણાવ્યું છે કે આરોપી તેને છપ્પન ભોગ વખતે મળ્યો હતો. તેણે તેને જણાવ્યું કે મેં બ્લા-કટાનંદનાં પુસ્તકોમાં કરવામાં આવેલા આક્ષેપો વિષે તપાસ કરી છે અને તે સાચા છે તેણે આરોપીને બીજી કેટલીક ચોપડીઓ પણ બતાવી અને તેમાંથી કેટલાક ફકરાઓ વાંચી સંભળાવ્યા જેમાં મહારાજો સામે ટીકા કરવામાં આવી હતી. પણ દેવકીનંદન મહા-રાજ સામેના આક્ષેપો કરવામાં આવ્યા છે તેને ટેકો આપનારૂં લખાણ ક્યાંઇએ નથી. સાક્ષીએ ઉલટ તપાસમાં કબુલ કર્યું છે કે આરોપી જ્યારે મને મળવા આવ્યો ત્યારે અમારે બ્લાકટાનંદનાં

પુસ્તકો વિષે વાતચીત થઇ નહોતી. તે વિષેની પહેલી વાત જાન્યુ-આરી ફેબ્રુઆરીમાં થઇ હતી. તે વેળાએ આરોપીએ મને (સાક્ષીને) એમ જણાવ્યું હતું કે તેને મી. તેરસીએ મોકલ્યો હતો. એજ સાક્ષીએ પોતાની જુબાનીમાં જણાવ્યું છે કે તેણે આરોપીને એ વાત પણ કહી હતી કે બ્લાકટાનંદે તેને (સાક્ષીને) મહારાજો સામેના આરોપો પુરવાર કરવાને લગતા કેટલાક પુરાવાઓ પણ આપ્યા હતા તેમાં કેટલાક પત્રો અને ફોટાઓ હતા પણ આરોપીએ તેમાંથી કોઇપણ ચીજની માગણી કરી નહોતી. તેમજ બ્લાકટાનંદે જે આક્ષેપભરી વિગતો તેના પુસ્તકમાં લખી છે તે વિષે તેણે જરા તપાસ કરી ન હોતી. તેમજ બ્લાકટાનંદનું આગલું જીવન કેવું હતું તેની તેને ખબર નહોતી. મી. વેલીનકર કહે છે તેમ આ સાક્ષીને જુઠો કહેવાની હદ સુધી હું નહિ જાઉં પણ મને લાગે છે કે સાક્ષી એકપક્ષી છે. તે વૈષ્ણવ ધર્મમાં અને મહારાજોને માનનારો નથી. કોઇ દિવસ હવે-લીમાં ગયો નથી અને પોતે સુધારાના પંથનો હોવાથી અને સુધારા માટે તેને સહાનુભૂતિ હોવાથી તે વિગતો અને સામાન્ય બુદ્ધિપર આધાર રાખવા કરતાં પોતાની કલ્પના ઉપર વધારે આધાર રાખે છે વળી પોતાની માન્યતા તે છુપી રાખે છે અને તે એવા વર્ગનો માણસ છે કે જેઓ એમજ નિશ્ચય કરીને બેઠા છે કે મહારાજો વિષે જેટલું ગંદુ અને હલકટ લખાયું હોય તે ગમે ત્યાં અને ગમે તેણે લખ્યું હોય છતાં તે બધું માનવું.

એટલે જે મુદ્દો અત્યારે વિચારવાનો છે તે એ છે કે આવો એક માણસ જે મહારાજોનો કટ્ટો વિરોધી હતો. તેની પાસે જઇને આરોપી દેવકીનંદન મહારાજ સામે થએલા આક્ષેપોનો પુરાવો મેળવી આવે અને તે ખરા છે એમ માની લે અને પછી એવો દાવો કરે કે તેણે એ બધું લખાણ શુદ્ધનિષ્ઠાથી કર્યું છે એ વાત શું માની શકાય તેમ છે ? હું માની શકતો નથી.

આ બધો પુરાવો શું બતાવે છે? આરોપી કહે છે કે તેણે કાકુ, લક્ષ્મીદાસ અને બીજા સાક્ષીઓ પાસથી બ્લાકટાનંદનાં લખાણોની સચ્ચાઇ વિષે તપાસ કરી હતી; પણ આરોપીએ બતાવેલા ત્રણ સાક્ષીઓમાંથી એકેઅમાં પણ બ્લાકટાનંદનાં પુસ્તકોમાંનાં લખાણો સાચાં હતાં એવી વાત તેમણે આરોપીને કહી હતી એ વિષે એક શબ્દ પણ જુબાનીમાં જણાવ્યો નથી. હું એમ નથી કહેવા માગતો કે મી. તેરસી, મી. ધનજી, કે મી. વલ્લભદાસ જુઠું બોલે છે. છતાં જો તમે મી. તેરસીની જુબાનીનો શબ્દેશબ્દ તપાસી જોશો અને તે ખરો છે એમ ગણીએ તો પણ તેમાં એવું કાંઇ નથી કે જે વિચારવાળા માણસને અને એક પેપરના જવાબદાર તંત્રીને —આરોપીને એવો ચોકસ અભિપ્રાય બાંધવાને કારણ આપે કે બ્લાકટાનંદે જે લખાણ કર્યું હતું તે બધું સાચું હતું.

ધનજી લક્ષ્મીદાસની જુબાનીને હું બહુ વજન નથી આપતો. તેમાં પણ એવું કાંઇ દેખાતું નથી. તેની પોતાની જુબાની પ્રમાણે તેની વિગતો ફર્સ્ટ હેન્ડ નથી અને તે બધી તેના જણાવ્યા પ્રમાણે બ્લાકટાનંદે તેને કહી હતી કે જે બ્લાકટાનંદને તે ઓળખતો પણ ન હતો. એટલે ડી. લક્ષ્મીદાસનો હેતુ કાંતો ખોટી વાતો ઉભી કરીને મહારાજોને ઉતારી પાડવાનો અગર તો આવાં લખાણોથી અમુક વર્ગના માણસોમાં પોતાના પુસ્તકોનો પ્રચાર કરીને પૈસા મેળવવાનો હોવો જોઇએ.

સાક્ષી વલ્લભદાસ લક્ષ્મીદાસ એવા પ્રકારનો સાક્ષી છે કે જે મહારાજો સામે ગમે તેવું બોલાય કે લખાય તે બ્રહ્માના અક્ષર પ્રમાણે સાચું માની લેવાને તેને જરાએ આચકો આવ તેમ નથી, તેણે પણ અંગત તપાસ કરી નથી અને બ્લાકટાનંદનાં લખાણોની સત્યતા વિષે તેને જરાએ પણ માહિતી નથી.

એટલે આ બધાનું તારતમ્ય એટલુંજ છે કે આ બધા શાક્ષીઓ કે તેમની પાસે આરોપી બ્લાકટાનંદનાં લખાણોની સચ્ચાઇનો પુરાવો મેળવવા ગયો એમ માનીએ તો પણ તેને એ બધા પાસેથી જે હકીકત માની તે એટલી જ હતી કે બ્લાકટાનંદે એ બધાને એમ કહેલું કે તેના પુસ્તકામાં કરેલા આરોપો સાચા હતા. પણ આરોપીએ એમાંથી કોઇની સાથે આરોપોની વિગતવાર તપાસ કરી નથી. બ્લાકટાનંદ કહેતો હતો તે જાણવાની તસ્દી લીધી નથી અને ડી. લક્ષ્મીદાસે જ્યારે આરોપીને કહ્યું કે બ્લાકટાનંદનાં લખાણો ખરાં છે ત્યારે પણ તે માણસે પંદર વર્ષ પહેલાં તેણે બ્લાકટાનંદનાં વાંચેલાં લખાણોના સ્મરણ ઉપરથીજ તેમ કહ્યું હતું.

વળી બ્લાકટાનન્દે વલ્લભદાસ લક્ષ્મીદાસને જે પુરાવા આપ્યા હતા તે દેવકીનંદન મહારાજનેજ લગતા હતા તે પુરવાર થયું નથી. તે બધા પુરાવાઓ દેવકીનંદન સિવાયના બીજા મહારાજોને પણ લગતા હોય, જે સાક્ષીએ દેવકીનંદન મહારાજને લગતા છે એમ ઠસાવી માર્યું હોય, કારણકે તેને સઘળા મહારાજો સામે તિરસ્કાર હતો પણ તેથી દેવકીનંદન મહારાજ સામે કરવામાં આવેલા આરોપો વિષે ખાતરી પૂર્વક પુરાવો મળી શકતો નથી.

આરોપીએ બ્લાકટાનંદનાં પુસ્તકોની સચ્ચાઇ વિષે ઉપલા ત્રણ સાક્ષીઓની મુલાકાત લીધી હતી કે નહિ એ વિષે મેં શંકા જાહેર કરી છે. તેરસીની તેણે મુલાકાત લીધી હતી તે હું માનું છું પણ બીજા સાક્ષીઓને ત્યાં તે બ્લાકટાનંદની તપાસ માટે ગયો હશે કે કેમ તે વિષે મને શક રહે છે; કારણ કે આરોપીના સ્ટેટમેંટમાં એવું બતાવનારૂં કાંઇપણ નથી કે તે એ બે સાક્ષીઓને ત્યાં ગયો હતો. આ બે સાક્ષીઓ વચ્ચેની મુલાકાત અગત્યની છે અને તે થઇ હોય તો આરોપીને યાદ હોવી જોઇએ; પણ આરોપીને પુછવામાં

આવ્યું ત્યારે તેણે અસંતોષકારક જવાબો આપ્યા છે. આરોપીને આ બેઉ સાક્ષીઓ સાથે પહેલાં ગમે તે પ્રસંગે આ વિષયમાં વાતચીત થઇ હશે પણ આરોપી જ્યારે એમ જણાવે છે કે તે તો જ્યારે મહારાજોનાં જીવનચરિત્રો તેના પેપરમાં છાપવાનો વિચાર કર્યો તે પહેલાં બ્લાકટાનંદ વિષે તપાસ કરીને તે બેઉ સાક્ષીઓ પાસે ગયો હતો, એ વાત મારા ધારવા પ્રમાણે તેણે પાછળથી ઉપજાવી કાઢી છે, વળી સાક્ષી વલ્લભદાસ રણછોડદાસે તો આરોપીના કેસનો છેક જ ભમ ફોડી નાખ્યો છે. આ મુલાકાતોના સંબંધમાં તેણે જણાવ્યું છે કે બ્લાકટાનંદનાં પુસ્તકો વિષે આરોપી સાથે તેને જાન્યુઆરી-ફેબ્રુવારીમાં વાતચીત થઇ હતી જ્યારે આરોપી જણાવે છે કે તે વાતચીત છપ્પન ભોગને પ્રસંગે તેને થઇ હતી.

એટલે આરોપીએ જે તપાસ કરી તે નીચે જણાવ્યા પ્રમાણે છેક જ અધૂરી અને લૂલી હતી:—તેણે એકપક્ષી સાક્ષીઓ સાથે વાતચીત કરી હતી. બ્લાકટાનંદના જીવન વિષે જરાએ તપાસ કરવાની તસ્દી લીધી નહોતી. સામો પક્ષ એટલે જે વૈષ્ણવ મહારાજો વિષેનાં લખાણોને ખોટાં માને છે તેમની પાસેથી હકીકત જાણવાની પરવા કરી નહોતી. ચિત્રની બીજી બાજુ તપાસવાનો તેણે વિચાર પણ કર્યો નહિ. બસ! આરોપીની આ તપાસ પછી સાક્ષી વલ્લભદાસે આરોપીને જે પુસ્તકો બતાવ્યાં તેમાં એક પુસ્તક બ્લાકટાનંદના આક્ષેપોના જવાબ રૂપે હતું અને તેના આક્ષેપોનો તેમાં રદીઓ આપવામાં આવ્યો હતો; પણ આરોપીએ તે વિષે સાક્ષીઓ સાથે જરાએ ચર્ચા કરી નહોતી. તેમજ તેમાં શું લખ્યું છે તેનો એક શબ્દ પણ વાંચવાની કે જોવાની તેણે દરકાર કરી ન હતી.

આ ચોપડી તેમજ બ્લાકટાનંદનાંજ પુસ્તકોની એક આવૃત્તિ કે જેમાં બ્લાકટાનંદે પોતાના આક્ષેપો માટે માફી માગી હતી. એ

બે વસ્તુઓએ આરોપીની આંખો ઉઘાડવી જોઇતી હતી; અને બ્લાક્ટાનંદનાં લખાણો સાચાં છે એમ માની લેતાં અને છાપતાં પહેલાં બારીકાઇથી તપાસ કરવી જોઇતી હતી.

હજારો વૈષ્ણવો જેને અનન્ય ભાવથી પૂજે છે, આખા દેશમાં જેમના અસંખ્ય ભકતો છે, જેઓ વૈષ્ણવ જેવા એક મહાન સંપ્રદાયના ધર્મગુરૂ છે, જેમના પુત્ર અત્યારે ધર્માચાર્ય છે અને જેમનાં વિધવા વહુજી હજુ હયાત છે તેવા એક પ્રતિષ્ઠિત સજ્જન સામે હડહડતાં અનીતિમય અને દુષ્ટ કર્મો અને વર્તનોનું આરોપણ કરતાં પહેલાં દરેક માણસે પુરતી સાવચેતી વાપરવી જ જોઇએ. ચળવળમાં આરોપીએ જે જાતની અધુરી તપાસ કરી હતી, તેને આધારે જો તેણે સામાન્ય આક્ષેપો અને સર્વ સામાન્ય ટીકાઓ કરી હોત તો જાહેરસુધારણા અને શુદ્ધ નિષ્ઠાનો દાવો તે કરી શકયો હોત. કાયદા પ્રમાણે જાહેર સવાલના સંબંધમાં માણસના વર્તન સામે તે સવાલ પુરતા જ ટીકા કરવાનો હક્ક આપવામાં આવ્યો છે. તેમાં પણ આરોપીએ વિગતોથી પુરવાર કરવું જોઇએ કે જે ટીકા એ કરે છે તે માટે તેની પાસે પૂરતો પુરાવો છે. અહીં તો દેવકીનંદન મહારાજનું વર્તન કોઇ પણ જાહેર સવાલને લગતું હતું નહિ અને "પોલ"ના જે આરટીકલો છે તે તેમના જાહેર વર્તનના સંબંધમાં ટીકા રૂપે નથી પણ તેમના ખાનગી જીવન ઉપર આક્ષેપ રૂપે છે. બ્લાકટાનંદે જે લખ્યું છે અને જે આરોપીએ અત્યારે ફરીથી લખ્યું છે તે બધું કોઇ પણ જાતની ખાતરી વિના દેવકીનંદન મહારાજની ખાનગી જીંદગી સામે ટીકા અને આક્ષેપોના રૂપમાં છે. દેવકીનંદન મહારાજે કોઇ પણ જાહેર સવાલમાં માથું માર્યું નહોતું એટલે તે વિષયમાં તો ટીકા કરવાનો સવાલ ઉભો જ થતો નથી.

આરોપી તરફથી એવી દલીલ કરવામાં આવી છે કે તેને એમ માનવાને કારણ મળ્યું હતું કે બ્લાકટાનંદનાં પુસ્તકો દેવકીનંદન મહારાજની હયાતીમાં પ્રગટ થયાં હતાં અને તેની સામે મહારાજે કોઈપણ જાતનાં પગલાં લીધાં હતાં નહિ; એટલે તેને એમ લાગ્યું કે બધા આક્ષેપો ખરા હતા. પણ દેવકીનંદન મહારાજ જેવા માણસની સ્થિતિમાં કોઇપણ માણસને પગલાં લેવાં પહેલાં ઘણો વિચાર કરવો પડે છે અને કેટલીકવાર તો તે જાણ્યું ન જાણ્યું કરવું પડે છે; કારણ કે હરજાવાળા માણસને વાત વધારે ચૂંથાય તેમાં સાર દેખાતો નથી.

કેટલાક બદનક્ષીના હુમલાઓ અગર હલકટ લખાણો એવાં હોય છે કે તેને તિરસ્કાર અને ચુપકીથી જ જવાબ આપવામાં વધારે ગૌરવ રહેલું હોય છે. એ સિવાય બીજા પણ અનેક કારણો પગલાં નહિ લેવા માટેનાં હોય છે.

એટલે એક માણસે પોતાની સામે થએલા આક્ષેપો માટે કોર્ટમાં પગલાં ન લીધાં હોય તેથી તેણે તે આક્ષેપો માની લીધા છે એમ અનુમાન બાંધી શકાય નહિ. અને જો એટલાજ અનુમાન ઉપરથી કોઇ બીજો માણસ તે આક્ષેપો ફરીથી છાપવાની કે ફેલાવવાની ધૃષ્ટતા કરે તો તે પોતાનેજ જોખમે છે અને આ કેસની માફક તેને પણ પાછળથી પસ્તાવાનો પ્રસંગ આવે છે.

આ સવાલ બાજુએ રાખીએ તો પણ બ્લાકટાનંદે કરેલા આક્ષેપો દેવકીનંદન મહારાજના ધ્યાન પર લાવવામાં આવ્યા હતા તે વિષે પુરાવો રજુ થયો નથી; અથવા દેવકીનંદન મહારાજ બ્લાકટાનંદના પુસ્તકથી માહીતગાર હતા તેવું પણ જુબાનીથી પુરવાર કરવામાં આવ્યું નથી. જુબાની પરથી એટલું જ માલુમ પડે છે કે વલ્લભદાસ અને તેના મિત્રોએ બ્લાકટાનંદની ચોપડી મોકલવાની

ગોઠવણ કરી હતી; પણ મહારાજને ચોપડી મોકલવામાં આવી હતી કે? તથા તેમને તે પહોંચી હતી કે નહિ? તે વિષે કોઇએ કાંઇ કહ્યું નથી.

વળી આરોપી તરફથી બીજી એવી દલીલ કરવામાં આવે છે કે ૧૯૧૧ માં મહારાજના કેટલાક સેવકોએ બ્લાકટાનંદનાં પુસ્તકો પર અંકુશ મુકવા માટે પોલીસ કમીશ્નરને અરજી કરી હતી પણ જ્યારે કમીશ્નરે વચ્ચે પડવાની ના પાડી ત્યારે આ શિષ્યોએ કોઇ પણજાતનાં આગળ પગલાં લીધાં નહતાં એટલે કોઇ પણ માણસ એમ ધારી શકે કે તેઓના આક્ષેપો ખરા લાગ્યા હશે અને કોર્ટમાં તેમનું કાંઇ નીપજશે નહિ એવી તેમને ખાતરી થઇ હશે. પણ આ દલીલ બીલકુલ મૂર્ખાઇભરેલી છે. શિષ્યોએ કાંઇ પગલાં લીધાં નહિ તેનાં ઘણાં કારણો આપી શકાય તેમ છે. પગલાં ન લીધાં તેથી એમ ન કહી શકાય કે તેમણે આક્ષેપો ખરા માની લીધા હતા. એક નજીવો માણસ કે જેનો વિચાર આ રીતે પ્રતિષ્ઠામાં આવવાનો હતો તેવા માણસ સામે કામ ચલાવવાની ઉપાધિમાં મહારાજ જેવા પ્રતિષ્ઠિત માણસને નાખીને તેમના મગજની શાંતિનો ભંગ કરવાનું તેમણે યોગ્ય ધાર્યું ન હોય. વળી આવાં હલકટ પુસ્તકો ઉપર તેમણે બહુ ધ્યાન આપવું પણ યોગ્ય ધાર્યું ન હોય. વળી જુબાનીમાં પણ એમ જણાવવામાં આવેલું છે કે જ્યારે આ પુસ્તકોની કોપીઓ છુટથી વહેંચવામાં આવી હતી ત્યારે ઘણા માણસોએ તેને કીમત વિનાની સમજીને તળાવમાં ફેંકી દીધી હતી. કોઇએ પગલાં ન લીધાં એટલાજ કારણથી જ આરોપીએ એ લખાણ શુધ્ધ નિષ્ઠાથી કર્યાં હતાં એમ હું નથી માની શકતો અને તેટલાજ ઉપરથી આરોપી જેવો એક જવાબદાર પેપરનો અધિપતિ એમ માની લે કે બ્લાકટાનંદના આક્ષેપો સાચા હતા તો તેને માટે તેજ જવાબદાર છે; કારણ કે એવું માનવાને ચોકસ કારણો તેની પાસે હતાં નહિ. હું ચોકખી રીતે

એવો અભિપ્રાય ધરાવું છું કે મજકુર કેસમાં જે પુરાવો અને વિગતો રજુ થઇ છે તે ઉપરથી એક સાધારણ બુદ્ધિ અને દુરંદેશીવાળા માણસ તરીકે આરોપીને બ્લાકટાનંદની ચોપડીમાં કરવામાં આવેલા આક્ષેપો ખરા માની લેવાને પૂરતાં કારણો નહોતાં. વળી આરોપીના સ્વાર્થ કે હિતનું રક્ષણ કરવાનો પણ તેને સવાલ નહોતો. તે એટલું જ કહી શકે કે સવાલ જાહેર હિતનો હતો પણ તેમાંએ તેણે સત્યની મર્યાદા ઓળંગવી જોઇએ નહિ, અગર કોઇપણ વિગત દાબી દેવી જોઇએ નહિ કે ખોટી રીતે સાંભળવી જોઇએ નહિ.

છેલ્લો સાક્ષી ચીમનલાલ છે. આ સાક્ષી જણાવે છે કે બાપુ તારા નામની જાણીતી ગાનારી અને બીજી કેટલીક નાચનારીઓ દેવકીનંદન મહારાજની મુલાકાતે જતી હતી; પણ એ બધાં ખરાબ હેતુ અગર અનીતિ ચલાવવા જતાં હતાં એવું જુબાનીમાં ક્યાંઇએ જણાવવામાં આવ્યું નથી. એ વાત જાણીતી છે કે ઘણી નાચનારીઓ મહારાજોને પૂજનારી હોય છે અને કેટલાક તો તેમની શિષ્યાઓ પણ હોય છે. વળી આ નાચનારીઓ જાહેરમાંજ મહારાજ પાસે જતી. સાક્ષી તથા બીજા માણસો પણ ત્યાં હાજર રહેતા અને નાચનારીઓ મહારાજની હાજરીમાં ફક્ત ગાતી હતી. તેઓ નાચતી પણ ન હતી. એટલે નાચનારીઓની મુલાકાતમાં કાંઇ પણ અનીતિમય કે અયોગ્ય વર્તન કલ્પી શકાય તેમ નથી એટલે આ ઉપરથી એમ માનવાને જરાએ કારણ મળી શકે તેમ નથી કે દેવકીનંદન મહારાજ અનીતિમાન હતા.

પણ હું તો સાક્ષી ચીમનલાલને માની શકતો નથી, કારણ કે આમજી સુરજીએ એમ જણાવ્યું નથી કે નાચનારીઓ મહારાજ પાસે જતી હતી, ક્યાંએ તે વિષેની બાતમી તેને મળી હતી; પણ દેવકીનંદન મહારાજ સામે નાચનારીઓ સાથેનો જે સંબંધ આરોપીએ એક લખાણમાં વર્ણવ્યો છે તે માટે તે એકજ

કારણ આપે છે અને તે એ છે કે મહારાજે તેમના પુત્રના લગ્ન પ્રસંગે નાચનારીઓને નાચ કરવા બોલાવી હતી પણ એ આક્ષેપ પૂરવાર કરવા જરા પણ પૂરાવા રજુ કરવામાં આવ્યો નથી. આરોપી કહે છે કે તે મહારાજાનો ઇતિહાસ લખતો હતો પણ મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે આ ઇતિહાસ કહી શકાય જ નહિ. આરોપીએ અહીંથી તહીંથી જુદા જુદા પ્રસંગો એકઠા કરી મહારાજ સામે હલકટ આક્ષેપો કર્યા છે. દાખલા તરીકે મૂળ હિંદી પુસ્તકમાં મહારાજોને એક ભાટીયા સ્ત્રી સાથે રહેતા વર્ણવવામાં આવ્યા છે. આરોપીએ તેમાં સુધારો કરીને એમ લખ્યું છે કે મહારાજ તેની સાથે સુતા હતા. વળી આ બધા આક્ષેપો આરોપી કયા આધારે કરે છે તે પણ તેણે આરટીકલમાં જણાવ્યું નથી. એક પ્રામાણિક ભાષાંતરકાર તરીકે તેણે જણાવવું જોઇતું હતું કે તે જે ઉતારાઓ કરતો હતો. તે બ્લાકટાનંદના પુસ્તકોમાંથી હતા. વળી આરોપીને પ્રાગજી સુરજીના સોલીસીટરો મારફતે નોટીસ મોકલવામાં આવી હતી. જેનો તેણે જવાબ પણ આપ્યો નથી અને તેમાં કરવામાં આવેલી માગણી પ્રમાણે માફી પણ માગી નથી, પણ ઉલટું તેણે તા. ૧૬ મી જુલાઇના પોતાના અંકમાં એક લીલી પટી ચોટાડેલી નજરે પડે છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે "પ્રાગજી તરફથી નોટીસ મોકલવામાં આવી છે જેની વધુ વિગતો આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે." આવી રીતે નોટીસનું અપમાન કરતાં પણ આરોપી અચકાયો નથી. તા. ૨૩ મી જુલાઇના અંકમાં પણ આરોપીએ બદનક્ષી ભર્યાં લખાણો કર્યાં છે. વળી આરોપીએ આ અંકમાં ગંભીર આક્ષેપ કર્યો છે કે વિધવા રૂકમણીબાઇ મહારાજના સંગથી સગર્ભા થઇ હતી તે વાત મુળ હીંદી પુસ્તકમાં નથી.

જો આરોપીને વૈષ્ણવ ધર્મના સડાઓ દૂર કરવાની પ્રામાણિક ઇચ્છા હોત અને તે માટેજ તેને ટીકા કરવાનું પ્રાપ્ત થયું હોત

તો એક પત્રકાર તરીકે પોતાના વાંચકોને કહી શકયો હોત કે મહારાજોના સંબંધમાં બ્લાકટાનંદનાં કેટલાંક પુસ્તકો મળ્યાં છે જેમાંથી તે ઉતારો કરવા ઇરાદો રાખે છે તા. ૯ મી જુલાઇના અંકમાં આવું કાંઇ પણ જાહેર કરવામાં આવ્યું નથી પણ તેણે તો વાંચકોની જીજ્ઞાસા વધે એવી જાહેર ખબરો પોતાના પત્રમાં પ્રગટ કરી હતી. વળી જાહેર પ્રજાના હિત માટે તે આમ કરતો હતો એવો ખુલાસો પણ તેણે બહાર પાડયો નથી. એક મોબ્ભાદાર પત્રકાર તો આવે પ્રસંગે એમજ લખી શકે કે "વૈષ્ણવ ધર્મમાં ઘણી અનીતિ અને સડો પેસી ગયો છે એક મહારાજ છપ્પન્ન ભોગ કરે છે તે ક્રિયા ઘણી વાંધા ભરી છે. વૈષ્ણવો ! તમે મહારાજોને પૂજો છો છતાં બ્લાકટાનંદે તમારા માટે શું લખ્યું છે તે વાંચી જુઓ. હું એના પુસ્તકમાંથી કેટલાક ઉતારા તમારી જાણ માટે આપું છું."

પણ આરોપીએ તેવું કાંઇજ કર્યું નથી. તેણે તો નોટીસ અને સમન્સ મળવા છતાં. પોતાનાં વાંધાભર્યાં લખાણો લખવા ચાલુજ રાખ્યાં. તા ૨૫ મા જુલાઇએ મે આરોપી પાગલ સામે વોરંટ કાઢયું અને મી૦ એલ૦ આર તેરસી તેને માટે જામીન તરીકે થતાં તેને છૂટો કરવામાં આવ્યો હતો. આટલું થયા પછી આરોપીને ખબર હતી કે દેવકીનંદનમહારાજની વિધવાની લાગણીઓ દુઃખાઇ હતી અને તેણે ફરીઆદ નોંધાવી હતી. છતાં તા–૨૯ મી ના અંકમાં આરોપીએ દેવકીનંદન મહારાજ વિષે વિધવા સાથે વ્યભિચાર કરવાના ગંભીર અને હલકટ આક્ષેપ કર્યો છે. આરોપીએ ફરીઆદીને પણ હલકો પાડવાનો પ્રયાસ કર્યો છે; એટલુંજ નહિ પણ કોર્ટના ચાલતા મુકદમાના તરફ પણ તેણે બીલકુલ બેદરકારી બતાવવાને પોતાનાં લખાણો ચાલુ રાખ્યાં હતાં જે વર્તણુક તિરસ્કારને પાત્ર છે.

છેવટમાં હું જાહેર કરું છું કે બચાવ નિષ્ફળ નીવડયો છે. મારી સમક્ષ પડેલા બધા પુરાવા ઉપરથી હું આરોપીને તકસી-

ર્વાર જાહેર કરૂં છું. આરોપીની વર્તણુક એવી છે જે બીલકુલ દયાને પાત્ર નથી. તેનો ગુન્હો ઘણોજ ગંભીર છે કારણકે તેણે એક મોટા સંપ્રદાયના ધર્મગુરૂ સામે હલકા આક્ષેપો કર્યા છે. આ દેશના લોકો ધાર્મિક વૃત્તના હોવાથી પોતાના ધર્મગુરૂ ઉપર થતા હુમલાઓ સાંખી શકતા નથી અને પોતાની રીત રીવાજો બીજા લોકોને ગમે તેવા ખોટા કે વ્હેમી લાગે છતાં તેનું સરકાર તરફથી રક્ષણ થવું જોઇએ એમ તેઓ ઇચ્છે છે.

એ વાત સાચી છે કે અત્યારે ધર્મને નામે સમાજમાં જે સડો પેસી ગયો છે તેને સુધારવા માટે જે પ્રામાણિક પ્રયાસો થતા હોય તેમાં કાયદો કદીપણ વચ્ચે આવવા માંગતો નથી. આવો સડો દૂર કરવાની આકાંક્ષા એ પણ શુભ આકાંક્ષા છે. પણ આમ કરનાર વ્યક્તિઓએ જાણવું જોઇએ કે તેમના કાર્યમાં જોખમ ભારે રહેલું છે એટલે તેમણે સાવચેતીથી અને શુદ્ધ હેતુથી વર્તન કરવું જોઇએ.

બીજી બાજુએ આરોપી કહે છે કે તેણે દેવકીનંદન મહારાજની આબરૂને ધોક્કો પહોંચાડવાના કે તેમના કુટુંબની લાગણીઓ દુખાડવાના ઇરાદાથી આ લખાણો લખ્યાં નથી; એટલે તેને સજા કરતાં પહેલાં તેના હેતુઓ પણ ધ્યાનમાં લેવા જોઇએ. પણ આરોપીને તેની ભૂલ સુધારવા માટે શરૂઆતમાં તક આપવામાં આવી હતી પણ તેનો અમલ કરવાની તેણે દરકાર કરી નથી. બધાજ સંજોગો વિચારી જોતાં હુ માનું છું કે આરોપીને નીચેની શિક્ષા થવી ઘટે છે:—

પહેલા આરોપ માટે રૂપીઆ ૧૫૦ નો દંડ. બીજા આરોપ માટે રૂપીઆ ૧૫૦ નો દંડ. દંડ ન ભરે તો દરેક આરોપ માટે બે માસની સાદી કેદની સજા.

(સહી) એસ- એસ- રાંગણેકર
૨૧-૧-૧૯૨૫

ખરી કોપી
(સહી) એસ-એસ-રાંગણેકર
વડા પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ
મુંબઇ

# વર્તમાનપત્રો શું કહે છે?

**"મુંબાઇ સમાચાર" તા. ૨૪-૧-૨૬.**

ગયા ગુરૂવારે મુંબઇના વડા ઇલાકેદાર મેજીસ્ટ્રેટ મી૦ એસ. એસ. રાંગણેકરે પોતાની સમક્ષ લગભગ ૭ માસ થયાં ચાલતા એક અતિ ચકચારભર્યા મુકદમામાં ફરીયાદીના લાભમાં ચુકાદો આપીને તેપર છેવટનો પડદો નાંખ્યો છે. મુંબાઇ અને દેશાવરમાં શ્રીવલ્લભ સંપ્રદાયના વૈષ્ણવોના મોટા સમૂહમાંજ નહિ, પણ તે સમાજની બહાર પણ તેઓશ્રીની હૈયાતી દરમ્યાનજ નહિ, પણ તેની પછી અત્યારે પણ કેટલુંક સન્માન ધરાવતા તે સંપ્રદાયના એક અગ્રગણ્ય ગોસ્વામી શ્રીદેવકીનંદન મહારાજનું "જીવનચરિત્ર લખવા"નાં બહાનાં હેઠળ કરાયલી ખુલ્લી બદનક્ષીના અંગે આ મુકદમો માંડવામાં આવ્યો હતો. "પ્રવાસી પાગલ" કે જેને આઠ દશ મહિના ઉપર મુંબઇમાં કોઇ ઓળખતું પણ ન હતું, તેણે પોતાને કોઇ અન્ય ધંધો ન મળવાથી "પોલ" નામનું એક અઠવાડીક ફરફરીયું કાઢયું. તેમાં ગમે તેવા ધીમાન, શ્રીમાન કે વિદ્યાવાન વ્યક્તિને અને તેમાંએ ઘણે મોટે ભાગે વૈષ્ણવો જેમને પોતાના પૂજ્ય ગુરુઓ તરીકે માને છે તે ગોસ્વામી મહારાજો માટે ગમે તેવાં વિશેષણોનો ઉપયોગ કરીને અને કાંઇ ખાસ અને વિગતે ભરોંસેદાર તપાસ કર્યા વિના તેમનાં ખાનગી જીવનચરીત્રો વિષે યદ્વાતદ્વા લખીને ગમે તે પ્રકારે પ્રસિદ્ધિ મેળવવા તે તેના તંત્રીપદ ઉપર સહસા આરૂઢ બની બેઠો. બીજા અનેક ધર્મોનીજ જેમ વિશુદ્ધ નાતિના પાયા ઉપર રચાયલા આ વલ્લભ સંપ્રદાય અને તેના આદ્ય સ્થાપક શ્રીમદ્વલ્લભાચાર્ય સામેજ નહિ, પણ વષ્ણવોના અને અનેક સનાતનીઓનાં મન, પ્રાણ અને આત્મારૂપ સેવ્ય સ્વરૂપ શ્રીનાથજી માટે પણ તેને ભૈરવની

મૂર્તિ કહી તેની નિરંકુશિતપણે નિંદા લખવા માંડે, ત્યારે હીંદની કોઇપણ ભાષામાં પૂર્વે કદી ન સંભળાયલું તેવું ,"બ્લાકટાનંદ" જેવું વિચિત્ર અને સંસ્કૃત યા હીંદની કોઇ પ્રાકૃત ભાષામાં ન જડતા એવા શબ્દોનાં જોડાણથી બનેલા એ વિશેષ નામને ધારણ કરનાર એક કહેવાતા સ્વામિ–સંન્યાસીએ, બીજા ગોસ્વામી મહારાજો સાથે ગોસ્વામી શ્રી દેવકીનંદન મહારાજ માટેની કેટલીક બીભત્સ હકિકત લખી, અને પોતાની હૈયાતી દરમ્યાન તે મહારાજશ્રીએ તેવી રીતે પોતાની બદનક્ષી કરનાર સામે કોઇપણ રીતનાં કાયદેસરનાં પગલાં ન લીધાં તે ઉપરથી આ "પાગલે" પોતાનાં 'પોલ'માં તેનો પુનરુલ્લેખ કર્યો, એટલુંજ નહીં પણ કોર્ટ અને પ્રજાની નજરમાં સખ્ત ટીકાને પાત્ર બન્યા પ્રમાણે તેણે પોતાની આ વાર્તા ખાસ આકર્ષક બને અને પોતાનું પત્ર પ્રજાની હલકી મનોવૃત્તિને પોષતું થઇ વધારે ખપે માટે તે મેજીસ્ટ્રેટે ઠરાવ્યું છે તેમ નગ્ન અને અનીતિમાન ભાષામાં લખવા માંડી અને તેમાં કેટલુંક મીઠું મરચું પણ ભભરાવ્યું.

આ રીતે આ મુકદમામાં આ દેશની પ્રજાની તેના ધર્મ પ્રત્યેની લાગણી જોતાં "પોલના જેવી નગ્ન બીભત્સ ભાષામાં લખાતા લખાણો જ્યાં શિષ્ટતાની મર્યાદાનો ભંગ કરતા હોય, ત્યાં બ્રિટિશ અદાલત કેમ ન્યાય તોલવા તત્પર રહેશે તેનો પુરાવો પણ મળે છે. આપણે આ પરથી હવે આશા રાખીશું કે "પોલ" વિવેકહીનપણે નિત્યની નિંદાનો ધંધો બંધ કરી, તે શુદ્ધ નિષ્ઠાથી ખરા સુધારાનો કોઈ નવો માર્ગ ગ્રહણ કરશે. તે તેમ નહીં કરે તો જ્યાં જ્યાં તે વંચાય છે તે કુટુંબોમાં ને બીજા કુટુંબોની અધઃપતન કરાવનારૂં છે તેથી વધુ બીજાં કશાને ખાતર નહી, તો પણ પોતાની વહુ, બ્હેન અને દીકરીઓની શુદ્ધતા અને સલામતીને ખાતર આવું હલકું વાંચન પોતાને ત્યાં ન પ્રવેશે તેની તકેદારી રાખવી જોઇએ. પોલીસ

અને સરકારે પણ ખરા લેખકની સ્વતંત્રતાની વચ્ચે ન અવાય તે રીતે પ્રજાનાં જીવનને ભ્રષ્ટ કરતા સાહિત્યના પ્રચાર કરવા ઉપર ઘટતો અંકુશ મેલવો જોઇએ. સ્વતંત્રતાની હદ કુદાવી જનાર સ્વચ્છંદતા તેણે નજ ચલાવી લેવી જોઇએ.

"ગુજરાતી" તા. ૨૪-૧-૨૬.

શુદ્ધાદ્વૈત સંપ્રદાયી વૈષ્ણવોની, તેમના પંથના સ્થાપક મૂળ શ્રી વલ્લભાચાર્યની અને તેમના સિદ્ધાંતોની, તેમના પૂજ્ય દેવ શ્રી નાથજીની નિંદા કરવાનો હમણાં એક વા વાયો છે અને તેને માટેનું એક સાધન તે 'પોલ' નામનું એક પત્ર છે. એ પત્રને સહાય કરનારા, તેના કાર્ય પ્રતિ સહાનુભૂતિ દર્શાવનારા જે ત્રણ ચાર પુરુષો છે તેઓમાં જાણીતા એક મી. લખમીદાસ રવજી તેરસી છે. એ "પોલ" પત્રમાં જે લખાણો આવે છે તેની ભાષા અને વિચારો સંસ્કારી માણસોની નથી, પણ દારૂ પી મસ્ત બનેલા માછીમારો કે ઘાંચી-ગોલાની કે કોળીદુબળાની હોય તેમ વધારે છે. આ ભાષામાં થતાં લખાણો વાંચી મુંબઇમાં હુલ્લડ થયું નથી એજ એક મોટી આશ્ચર્યની વાર્તા છે. અમો ખાતરીથી એમ માનીએ છીએ કે જો ઇસ્લામી કે પારસી કે ખ્રીસ્તી ધર્મના સંબંધમાં આવાં નીચ અને ગલીચ લખાણો લખાયાં હોત તો તરતજ તોફાનો થયાં હોત અને પોલીસને વચમાં પડવું પડયું હોત. સ્ત્રીઓના સંબંધમાં પણ એ 'પોલ' પત્રમાં જે રીતે લખાયું છે તે કોઇ પણ સંસ્કારી સમાજ ચલાવી શકે તેવું નથી. અને એક રીતે કહીએ તો મુંબઇ શહેરમાં ગંધાતી ગટરની વાસ ફેલાવવાનું સાધન એ પત્ર છે. માજીસ્ટ્રેટ સ્પષ્ટ કહે છે કે જે લખાણો પ્રકટ થયાં છે તેમાં આચાર્યશ્રીની નાલેશી ચોખ્ખી છે અને તેથી તેમના વંશજોનું અને ભવિષ્યનું દિલ દુઃખાય તેમાં અશક્ય કંઇ નથી. આરોપીને જે પુરુષો દુનિયામાં હયાત છે

નહિં, તેઓની નિંદા કરવાનું કશું કારણ હતું નહિં, પણ તેણે વ્ય-
ભિચારની અને છીનાળાંની વાતો આપવામાં આવશે, આવશે એવી
નોંધો અને જાહિરાતોથી લોકોની જીજ્ઞાસા ઉશ્કેરવાનો માર્ગ લીધો,
એવી પોલ માજીસ્ટ્રેટે બતાવી આપી છે. માજીસ્ટ્રેટ કહે છે કે આ-
રોપીએ આ ફરિઆદ મંડાયા પછી પણ કોર્ટનો તિરસ્કાર કરવા
સુધીની ઉદ્ધતાઇ બતાવી છે તે આરોપીનું મગજ કેટલું સડેલું છે તે
બતાવે છે. માજીસ્ટ્રેટ એટલી હદ સુધી કહે છે તેનાં લખાણો બીભ-
ત્સ છે અને તે છતાં મુંબઇ શહેરની પોલીસ ચલાવી રહી છે અને
મી૦ લખમીદાસ રવજી તેરસીનો તેને ટેકો છે ! અને જ્યારે લોકોએ
તેની વિરુદ્ધ પોલીસને પગલાં લેવા લખ્યું ત્યારે મી૦ તેરસીએ પોલીસ
કમીશ્નરને તેમ ના કરવાનો કાગળ લખ્યો હતો ! આશ્ચર્યકારક તો
એ છે કે મી૦ તેરસી જેવા પુરુષે ભૂલેશ્વરમાં આખો દિવસ છીનાળાં
ચાલે છે અને વૈષ્ણવોનાં મંદિરોનાં માણસોનાં નિવાસસ્થાનો તે
કુટણખાનાંઓ છે એવું લખીને તેમની નાલેશી કરી છે તેમજ એ
ભાગમાં વસનારા હિંદુઓના એક મોટા ભાગનું પણ અપમાન કર-
કરવાનું સાહસ કરેલું છે ! માજીસ્ટ્રેટ આરોપી પાગલ માટે કહે છે
કે તે જરા પણ દયાને પાત્ર નથી, તે તદ્દન વાજબી છે. વીર પુરુષો
એક ખરાબ સ્ત્રીની આબરૂનું પણ રક્ષણ કરે છે, પણ અત્રે તો
મર્દાઇ એક સ્ત્રીની બેઆબરૂ કરવામાં, બીભત્સ લખાણો ફેલાવવામાં,
ઢેડાભંગી કે ઘાંચીગોલાની ભાષામાં લખવામાં આપવડાઇ માને છે.

"સાંજવર્તમાન" તા. ૨૨-૧-૨૬.

મુંબઇની હિંદુ પ્રજા વચ્ચે ભારે ખળભળાટ મચાવનારા પેલા
મહારાજ લાઇબલ કેસનો અંત આવ્યો છે. એ મુકદમાના તોહોમત
દાર પ્રવાસી પાગલને ન્યાયમૂર્તિ રાંગણેકરે તકસીરવાર ઠરાવ્યો છે
અને તેને રૂ. ૩૦૦ નો દંડ અથવા ચાર મહિનાના આસાન કેદની

સજા કરી છે. ન્યાયની અદાલતમાં અપરાધી બનીને આ સજા પા મેલા પાગલજીએ પોતાનાં અઠવાડીક રમુજી પત્ર "પોલ"માં વૈષ્ણવો ના નામાંકીત ધર્મગુરુ મર્હુમ ગોસ્વામી શ્રીદેવકીનંદનાચાર્યજીની ખાનગી જીંદગીના સંબંધમાં લખાણો પ્રગટ કરી મરનારની હડ-હડતી નાલેશી તથા ગંભીર બદનક્ષી કરી હતી. તેઓની આબરૂ ઇજતને ભયંકર ધોકો પુગાડયો હતો અને ગોસ્વામીશ્રીનાં કુટુંબીઓ-ની તેમજ તેમના હજારો સેવકોની લાગણી દુ:ખાવીને તેઓનાં અંત:કરણને કાતીલ જખમ કર્યા હતા, એવા આક્ષેપો મુકીને આ પાગલજીને ઇન્સાફની દેવડીએ આપણા શહેરનો એક આગેવાન લેખાતો સાહસિક ભાટીયો શહેરી અને વૈષ્ણવોનો નેતા ઘસડી ગયો હતો. તે નામદારે કાયદાને આધારે જાહેર કર્યું છે કે ગોસ્વામી શ્રી દેવકીનંદનાચાર્યજી મહારાજ સામે જે આક્ષેપો પોતાનાં લખા-ણોમાં મુકયા હતા, તે આક્ષેપોની સચ્ચાઇ પુરવાર કરવાને પ્રવાસી પાગલ કંગાળ રીતે નિષ્ફળ નીવડયો છે. તે પોતાની પ્રામાણિક નિષ્ટા સાબીત કરી શકયો નથી, એક પ્રમાણિક નિષ્ઠાવાળા જર્ના-લીસ્ટ તરીકે તે વર્ત્યો નથી, તેની વર્તણુંક દયાને લાયકની નથી. તેણે કરેલો ગુન્હો બહુ ગંભીર છે અને એક મોટા પંથના વડા ઉપર ન છાજતા નિર્લજ્જ હુમલા તેણે કર્યા છે. તે ધાસ્તીભર્યા માર્ગ માં ચાલ્યો છે અને પોતાની હુલડાઇ સુધારવાની તકનો લાભ નહીં લેતાં તે આગળ ને આગળ વધ્યો છે. આવા ઘણાજ અર્થસૂચક અને એક જર્નાલીસ્ટને પોતાની ફરજનો સૌથી ઉંચો ખ્યાલ આપ-નારી ટીકા સાથ મેજીસ્ટ્રેટ મી૰ રાંગણેકરે પાગલને સજા ફરમાવી છે. તોહોમતદાર સામેના આરોપો કેટલા બધા ગંભીર પ્રકારના છે તેનો જે આબેહુબ ચિતાર આપણા આ કાબેલ ઇલાકેદાર વડા ન્યાયાધીશે આપ્યો હતો, તે જોતાં તેઓએ કરેલી સજા જાહેર પ્ર-

જાની નજરમાં બેશક ઓછીજ લેખાશે. કાયદાની કોર્ટનો હુકમ થયા પછી અને પોતાને એ ન્યાયાધીકારી અદાલતના સમન્સ લાગવા પછી પણ ટચાકડીભારની દરકાર નહીં કરે, અને એ પછીના પોતાના પત્રના અંકમાં વધુ લખાણો કરી બદનક્ષી કરવાનું ચાલુ રાખે, એવા પ્રકારની તોહોમતદારની હુલડાઈની જે સખ્ત ખબર લેવાની જરૂર પોતાના ચુકાદામાં મી૦ રાંગણેકરે બતાવી છે, તે પછી તોહોમતદારને કરવામાં આવેલી સજા જોતાં તે માટે બાહોશમાં બાહોશ ધારાશાસ્ત્રી પોતાની અજાયબી દેખાડે, એ અમો તદ્દન સ્વાભાવિક ધારીએ છીએ. તે છતાં આટલું તો ખરૂં છે કે એક હિંદુ લીડરે પોતાના ધર્મગુરુની બદનક્ષી માટે સરકારી કોર્ટમાં જઇ વાજબી ઇન્સાફ મેળવ્યા છે, અને આ પ્રમાણે ઇન્સાફની નેમ જળવાયલી જોઇને વૈષ્ણવ આલમ વચ્ચે બેશક ભારે સંતોષ ફેલાશે. આજે તો મુંબઇમાં "પોલ" "સબ પોલ" અને તેવા બીજાં કેટલાં બધાં પત્રોનો રાફડો ફાટયો છે! તે પત્રોમાંનાં ઘણાંખરાં ચીંથરાંઓમાં કેવાં બીભત્સ તથા લોહી ઉકળી આવે તેવાં ગાળગલોચ કરનારા લખાણો થાય છે, તે મુંબઇના શહેરીઓ સારી પેઠે જાણે છે; તે છતાં દરેક શહેરી આજે મુંગો બેઠો છે. આવા બીભત્સ લખાણો તથા ચિત્રોનો ફેલાવો અટકાવવાની પોતાની કાયદેસર ફરજથી બંધાયલી મુંબઇની ચબરાક પોલીસ પણ આજ મહિનાઓ થયા ચુપ છે. લાંબો વખત થયા મોહોલ્લાઓમાં અને જાહેર રસ્તાઓ ઉપર ઠામ ઠામ બીભત્સ લીટરેચરનો દારૂગોળો વહેંચવામાં આવે છે, તેને અટકાવવાને કોઇ માયનો પૂત હજી સુધી કેમ નીકળતો નથી? પોલીસ પગલાં ભરવાને કાં ઢીલ કરે છે? પ્રવાસી પાગલનાં "પોલ" પત્રમાં જે ગાળગલોચ કરનારાં તથા બદનક્ષી ભર્યાં લખાણો થાય છે, તે માટે તો વડા મેજીસ્ટ્રેટ મી૦ રાંગણેકરે

તેને દંડની સજા કરીને બીજાઓને બેશક અચ્છો ધડો શીખવ્યો છે પણ તે ધડો પુરતો નથી. ખુદ મુંબઈના નામદાર ગવર્નર સર લેસ્લી વીલ્સનની સરકારે અને તેની પોલીસે બીભીત્સ 'લીટરેચર' ને દાબી દેવાને મજબુત હાથે કામ લેવાનો વખત આવી લાગ્યો છે. આવું 'લીટરેચર' ફેલાવનારાં પત્રો તો જર્નલીઝમ' ના નામને મોટી એબ લગાડે છે. 'પોલ' ના પ્રવર્તાવનારાઓ પોતાની હિંદુ કોમ કે વૈષ્ણવ પ્રજાની લાગણી દુખવનારાં અને ખોટી નાલેશી કરનારાં બીભત્સ લખાણો કરીને સુધારાને આગળ વધારવાને બદલે એક નહીં, પંદર નહીં પણ વીસ વર્ષ પાછો હઠાવશે. ગલીચ ચીથરાંઓ મારફતે સુધારાની વાતો કરનારા સુધારકો તો પોતાનાં નામની તથા પૈસાની નાહક મોટી ખુવારી કરે છે.

"જામે જમશેદ" તા. ૨૮-૧-૨૬.

વૈષ્ણુવ સંપ્રદાયમાં બહુ હરખ ફેલાયો છે, સબબ તેના એક પૂજ્ય સ્વર્ગવાસી ધર્મગુરુની ગલીચ બદનક્ષી કરનારને સજા થઈ છે. પુષ્ટિમાર્ગના આચાર્ય શ્રીદેવકીનંદન મહારાજની બદનક્ષી કરવા માટે મી૦ પ્રાગજી સુરજીએ 'પોલ' પત્રના અધિપતિ સામે જે દાવો માંડયો હતો તેથી વૈષ્ણવોમાં અસાધારણ ચકચાર ચાલી રહી હતી. એ દાવાનો નામદાર વડા પ્રેસીડંસી માજીસ્ટ્રેટે ચુકાદો આપ્યો છે અને પ્રવાસી પાગલના લખાણોને બદનક્ષી ભર્યા ઠરાવીને રૂા. ૩૦૦ ના દંડની વ્યાજબી સજા કરી છે. "પોલ" પત્રના અધિપતિએ વૈષ્ણવ મહારાજોમાં દાખલ થયલી કહેવાતી બદીઓ નાબુદ કરવાના ઓઠાં હેઠળ ચાલુ બદનક્ષી ભર્યા લખાણો કર્યા હતાં એટલુંજ નહીં પણ એ પત્ર સભ્યતા વિવેક અને નીતિ રીતિની હદ કુદાવીને ગમે તેવા લખાણો લખી સુધારા તથા જરનાલીઝમના ભલા નામને વગોવતું હતું. માજીસ્ટ્રેટે પોતાની ટીકામાં વાજબી રીતે

જણાવ્યું છે કે આરોપીના લખાણો ધર્મનો સુધારો કરવાની ભાવ- નિકાથી લખાયા નહતા, પણ હલકાં લખાણોથી પોતાના છાપાનો ફેલાવો કરવાની આરોપીની મકસદ હતી. એક મરહુમ ગૃહસ્થની બદનક્ષી કરવી તે ખચીતજ નહીં માફ થઇ શકે એવી બીના છે. પોલના અધિપતિને માજીસ્ટ્રેટે કરેલી સજા તદન વ્યાજબી છે, અને તેથી વૈષ્ણવોને હરખ થાય તે કુદરતી છે.

"પ્રજામિત્ર" તા. ૨૩-૧-૨૬.

પેલા 'પોલ કેસ'નો અંત આવ્યો છે. આ અઠવાડીક પત્રના કોઇ અધિપતિ "પ્રવાસી પાગલે" ગોસ્વામી શ્રીદેવકીનંદનાચાર્યજી જેવા હિન્દુ ધર્મગુરુની હડહડતી બદનક્ષી તેમના મોત પાછળ કરવાનું એક જાતનું હીચકારાપણું બતાવી તમામ ધર્મચુસ્ત વૈષ્ણવોનું દીલ આઝોરદેહ કીધું છે, અને તેમની ધાર્મિક લાગણીને ઘણીજ ઘાતકી રીતે દુઃખવી છે. તે રૂપીઆ ત્રણસોનો દંડ આપી જોકે છુટી ગયો છે, તોપણ તેણે વૈષ્ણવો અને બીજી કોમોનો જે ધિક્કાર પોતાને માથે વહોરી લીધો છે તેમાંથી તે કદીપણ છુટી શકવાનો નથી. તેણે એક મહાન ધર્મગુરુની નીચ અને હડહડતી બદનક્ષી—તે પણ ગલચ અને કમકમાટ ઉપજાવનારા ગલીચ શબ્દોમાં—જે રીતે કીધી છે, તે તરફ જોતાં તેને થયલી સજા, નામદાર વડા મેજીસ્ટ્રેટે કીધેલી સખત ટીકા સાથે અને તેણે ચાલુ રાખેલા ગલીચ લેખો સાથે સરખાવતાં દુઃખાયલાં દીલોને બહુજ નજીવી લાગે એ સંભવિત છે. 'પ્રવાસી પાગલ' જેવા ગુનેહગારો માટે દંડ કે આસન કેદની સજા પુરતી થઇ પડતી નથી, પણ નામદાર મેજીસ્ટ્રેટને કાયદા કાનુ- નની સીમામાં રહીને ઇનસાફ તોળવાનો હોવાથી એ નામદારે કીધેલી સજા માટે આપણે પુરતો સંતોષ દેખાડી આમા કહીશું કે આવા બીભત્સ લેખકોને તેની ગંધીલી જબાનના પ્રમાણમાં સખત સજા

કરવાનું કામ સમાજ યાને સોસાયટીના પોતાના હાથમાં છે. સમાજ યા સોસાયટીઓએ આવા બદઝબાન લેખકોને નિર્લજ બદનક્ષી કરી પોતાની ઝબાનને જાહેરમાં ગલીચ અને ગંધીલી બનાવવા માટે, સમુળગા બોયકોટ કરવા જોઇએ છે. આજે ગલીચ ચીંથરાંઓ અને તેના ગલીચ લેખકો મરકીની પેઠે ફેલાઇ ગયા છે, જેમને ચુંટી ચુંટીને ઘટતા ફેજે પુગાડવાને દરેક કોમમાંથી હીંમતવાન પુરૂષોએ બાહેર આવવું જોઇએ છે. સાચા સંસાર સુધારકો પોતાની જીભને અને પોતાના લેખોને બીભત્સ ભાષાથી ગલીચ બનાવવા જેવા હીચકારા હોતા નથી. તેઓ મરદબચ્ચા હોય છે; જેથી તેઓ ગાળ-ગલોચથી નહીં પણ દાખલા દલીલો, તંદોરસ્ત તકરાર અને લોજીકના મજબુત બળથી પોતાની કલમના ઘોડાને કાગળના મેદાનમાં દપટાવે છે. જેઓ પોતાને અધિપતિમાં અને લેખકોમાં ખપાવે અને જેઓ સમાજને સુધારવાનો ફાંકો રાખે તેઓ પોતાની કલમને ગલીચ અને ગંધીલી બનાવે તો તેવા ડોળઘાલુ સુધારક લેખકો અને અધિ-પતીઓને થતી સખ્ત કેદખાના સિવાયની બીજી સજા તેમના ગલીચ કામમાં ઓરબી વધુ નિર્લજ બનાવે છે. આવા વખતે નામદાર મેજીસ્ટ્રેટોએ પીનલ કોડમાં ફરમાવેલી વધતામાં વધતી દંડ અને કેદની સજા કરી મજબુત ધડો બેસાડવો જોઇએ છે.

\+ \+ \+ \+

'પ્રવાસી પાગલ' જેવા બીભત્સ અધિપતિઓ અને લેખકોનો જમાનો હવે પુરો થવો જોઇએ છે. 'પોલ' જેવા ગલીચ હકીકતો અને નિર્લજ વૃત્તાંતોથી ભરપુર ચીથરીયાં પત્રોનો હવે અંત આવવો જોઇએ છે, નામદાર સરકાર અને પોલીસે આવા નિર્લજ અને ભાંડ ભાષાના લેખોના લખનારાઓને અને તેમના ગલીચ સાહિત્યને જડમુળથી ઉખેડી નાખવા જોઇએ છે. આજે આવાં ચીથરાંઓ દર

અડવાડીએ વધતાંજ જાય છે. કમનસીબે આપણા શહેરમાં અનીતિ-
થી ભરપુર સાહિત્યને પ્રજાના એક વર્ગ તરફથી મજબુત ટેકો મળતો
રહ્યો છે. 'પોલ' જેવા ચીથરીયાં પત્રોએ પ્રજાની નીતના બારકસને
એક રીતે અનીતિના ખરાબે અથડાવી તેના કકડા ભુકા કરી નાંખ્યાં
છે. આવા પત્રોને ચાલુ રાખવા દેવા એ એક રીતે પ્રજાની નીતિ
રીતિનો જાણી જોઇ નાશ કરવા જેવું અમે માનીએ છીએ
આવા કહેવાતા જરનાલીસ્ટો અને તેમના કહેવાતા જરનાલી-
ઝમને મજબુત હાથે દાબી દેવામાં આવશે નહી તો પ્રજાના
આચાર વિચારની સલામતીને એક રીતે મોટા ભયમાં નાં-
ખવા જેવું થશે. સર લેસ્લી વીલસનની દીલસોજી અને ઇન્સાફી સર
કારને અને મુંબઇની પોલીસના બાહોશ અને કરવૈયા વડા અફસર
મી૦ પી. એ. કેલી સી. આઇ. ઇ. ને વ્યાજબી સુચના થઇ શકે કે
પોલ પત્રો જેવા ગલીચ સાહિત્યનો અંત લાવવાનો હાલનોજ પ્રસંગ
છે. આ કામ માટે મી૦ કેલી પુરતા સામર્થવાન છે તોપણ અમો
કહીશું કે આ કામ સહકારથી વધુ ફતેહમંદીથી પાર પડી શકશે.
પ્રજા અને પોલીસ વચ્ચેના સહકાર માટે અમે બોલીએ છીએ.
દરેક કોમે પોતપોતા વચ્ચેના ગલીચ લેખકો અને તેમના ગલીચ
સાહિત્યને સપાટી ઉપર લાવવાની નૈતિક હીંમત બતાવી સરકાર
અને પોલીસને મદદ કરવાની પોતાની પવિત્ર ફરજ સમજવી જોઇ-
એ છે. ગલીચ સાહિત્યનો ફેલાવો કરનારા જેવાજ ગુનેહગાર લેખકો
છે. જેઓ કોમ કોમ વચ્ચે બેદીલી અને કંકાસના બીજની વાવણી
કરી એક કોમને બીજી કોમ સામે ઉશ્કેરવાનું હીચકારાપણું બતાવે
છે. જેમ 'પોલ કેસ'માં "પ્રવાસી પાગલ"ને ધર્મગુરૂ વર્ગ ઉપર ગલીચ
હુમલો કરવાને એક હથીયાર બનાવવામાં આવ્યો છે તેવીજ રીતે
કોમ કોમ વચ્ચે કંકાસના ઝેરી બીજ વાવનારાઓ પણ નાદાન

મૂર્ખાઓને પોતાનું નીચ હથીયાર બનાવી બાહેર પાડે છે. જે આવા મુકદમા વખતે પરદા પાછળ કોણ દોરી તાણવાનું હીચકારાપ બતાવે છે તે શોધી કહાડવાની પ્રથમ જરૂર છે. હથીયાર કરતાં હથીયાર તરીકે મૂર્ખાઓનો લાભ લેનારાઓ વધુ સખ્ત સજા લાયક ઠરે છે. 'પોલ'ના અધિપતિ સામે પોતાના વખત અને નાણાંના મોટા ભોગ આપી મુકદમો લાવવા માટે અને તેને તેની સજા પુગાડવા માટે અમે શેઠ પ્રાગજી સુરજીને અને આખી વૈષ્ણવ કોમને મુબારકબાદી આપીએ છીએ.

આ ઉપરાંત 'ગુજરાતી પંચ', 'પ્રભાત', 'સંદેશ', સનાતન ધર્મ કેસરી', 'ગુજરાતી વર્તમાન' વગેરે પત્રોના અભિપ્રાયો સ્થલસંકોચથી છાપ્યા નથી.

## એક રૂપીઆમાં આઠસો પાનાં !

ઉચ્ચું મનન કરવા યોગ્ય પુષ્ટિમાર્ગીય સાહિત્ય માત્ર એક રૂપીઆમાં આઠસો પૃષ્ઠ જેટલું મળશે. ચાર આના પોસ્ટેજ

## શુદ્ધાદ્વૈત.

આ નામનું માસિક દરમાસે બહાર પડે છે. ત્રણ ત્રણ રંગના આકર્ષક ચિત્રો, વાર્તાઓ, ઉત્સવ ભાવના અને તત્ત્વજ્ઞાન, સેવા વગેરે બધા વિષયો આવે છે. લવાજમ માત્ર બે રૂપીઆ. લખો નીચેન ઠેકાણે:—

પ્રકાશક: વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.
૨૦૫૧, રાજામહેતાની પોળ, અમદાવાદ

મુદ્રક: ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા.
વસંતમુદ્રણાલય, સીવીલહોસ્પીટલ સામે,
અમદાવાદ.